

શ્રી આર્ય નૈતિક

નાટક સમાજ.





# અરુણકુમારી.

નાટકના

ગાયનો તથા

ટુંકસાર.

## શ્રી આર્ય નૈતિક નાટક સમાજ.

# "સૂર્ય કુમારી."

### નાટકના ગાયનો તથા ટુંકસાર.



પ્રયોજક,

રઘુનાથ ત્રીભોવનદાસ બ્રહ્મભટ્ટ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

નકુભાઇ કાલુભાઈ શાહ.

માલેક:—"શ્રી આર્ય નૈતિક નાટક સમાજ."

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું:—

તારદેવ બાલીવાળા ગ્રાંડ થીએટર મુંબઇ.



વિક્રમ સંવત ૧૯૭૩ ઇ. સ. ૧૯૧૭

આવૃત્તિ ૪થી પ્રત ૨૦,૦૦૦



કીંમત બે આના.



# મુખ્ય પાત્રોના નામ.

## પુરૂષ પાત્રો.



**સંવરણ**—પુરૂવંશી રાજેન્દ્ર હસ્તીનાપુરનો માહારાજા પાંડવોનો પિતામહ.

**વસંતક**—સંવરણનો રમુજી મીત્ર.

**નારદ**—બ્રહ્માના માનસીક પુત્ર દેવર્ષિ.

**સૂર્ય**—ત્રીલોકના ચક્ષુ બાર આદિત્યોમાંનો શ્રેષ્ઠ લોકપાળ.

**ધર્મ અથવા યમ** } સૂર્યનો પુત્ર

**વિષ્ણુ**—ત્રિલોકાધીશ નારાયણ.

**ઇંદ્ર**—સુરપતી

**રાહુ**—નવ ગ્રહોમાંનો મોટો ગ્રહ.

**વજ્રમૂષ્ટિ**—મોહિનીકાનો અનુચર રાક્ષસ.

**દેવતાઓ**—ગ્રહો, ચંદ્ર, દેવદત્ત, પ્રધાન, સેનાપતિ, કામદેવ વિગેરે વિગેરે.

# સ્ત્રી પાત્રો.



**તપતી**—ભગવાન સૂર્યની નાની પુત્રી સંવરણની પ્રાણેશ્વરી.

**તરલીકા**<br>**તમાલીકા** } તપતીની પ્રિય સહચરીઓ

**મોહનીકા**—માયાવી વિદ્યાધરી તપતીની પ્રથમની સખી પાછળથી હરીફ.

**સુલોચના**—સંવરણની પરમ પતિવ્રતા મહારાણી.

**માધવી**—સુલોચનાની દાસી.

**રનાદે**—સૂર્યની પત્નિ.

**સાવિત્રી**—સૂર્યની મોટી પુત્રી ભગવતી ગાયત્રી.

સાહેલીઓ, સિધ્ધિઓ, અપ્સરાઓ ઇત્યાદી ઇત્યાદી.

**સ્થળ** - હસ્તિનાપુરનું ઉપવન, તપોવન, સૂર્યલોક ઇંદ્રલોક વિગેરે.



### શ્રી હરિ

# સૂર્યકુમારી નાટકનો ટુંકસાર.

## મંગળાચરણ વસ્તુ સૂચના.

## અંક પહેલો.



### પ્રવેશ ૧—સ્થળ હસ્તીનાપુરપાસેનું ઉપવન

અમરાપુરીથી મૃત્યુલોકમાં વિહાર અર્થે આવેલી સૂર્ય દેવતાની પુત્રી તપતી તથા તેની સાહેલીઓએ હસ્તીનાપુરના રાજ ઉપવનમાં વિશ્રામ લેવા ઉતરવું અગયાએથી પાછા ફરતા માહારાજા સંવરણ અને તેના રમુજી મીત્ર વસંતકનું આગમન ત્યાં વેરાયેલા અલૌકિક પુષ્પો તથા પગલાંની પંકિત અને ઉપવનની છિન્ન ભિન્ન દશા જોઇ રાજાને કોઇના ઉપવન પ્રવેશનો સંશય પડવો વસંતકને તપાસ કરવા કહી રાજાએ કુંજમાં વિશ્રામ માટે જવું બહાર નીકળી દેવ કન્યાઓએ વસંતકને ગભરાવવો રાજાએ તેની બુમ સાંભળી કુંજમાંથી બહાર આવવું તપતી સંવરણનું દ્રષ્ટિ મીલન પારીજાતકની તકરાર વસંતકના રમુજી જવાબ મોહનીકાની ... સૂર્યાસ્ત થતાં આકાશ ગતી અટકી જવાની બીકથી સાહેલીઓએ ઉતાવળ કરવી તપતીએ રોકાવાને બહાના કાઢવાં સંવરણે ...

મિલાપની ઇચ્છા જણાવવી, તપતીએ પોતાની સિધ્ધિવાળી મુદ્રિકા સ્વર્ગમાં આવવાના સાધન તરીકે આપવી, આતુર હૃદયે બન્નેનું છુટા પડવું, અરસપરસ વિવ્હળતા.

**પ્રવેશ (૨) સંવરણના રાજભુવનમાં અંતઃપુરનો એકભાગ**

રાજાજી કોઇ દેવકન્યાના પ્રેમપાસમાં પડયા છે એવી લોક વાયકા સાંભળી તર્ક વિતર્ક કરતી મહારાણી સુલોચનાની વિશ્વાસુ દાસી માધવીનો પ્રવેસ માલીકનું મન મેળવવા હાજીહાના પાઠ ભણેલા વસંતકે પોતાની અકકલનાં વખાણ કરતાં આવવું, માધવી એ છુપાઇ તેનું ભાષણ સાંભળવું, લોકવાયકા સાચી છે એમ તેની ખાત્રી થતી વસંતકને તેના શબ્દો માટે ધિકકાર આપી માધવીએ નિમક હલાલીનો ઉપદેશ આપવો, વસંતકે તેને ઉડાવવી મહારાણી સુલોચનાનું આગમન, માધવીના મનનું સમાધાન રાજાનું હીત સાંભળવાની વસંતકને સુચના કરી સાધ્વી સુલોચનાએ સતી ધર્મની પ્રસંશા કરતાં ચાલ્યા જવું.

**પ્ર...(૩) સ્થળ સૂર્ય ભુવનમાં તપતીનો એકાંતવાસ**

મૃત્યુલોકમાં જોયેલા રાજેન્દ્ર સંવરણના વિર્હે ઝુરતી મુગ્ધ-કુમારી તપતીને તેની સાહેલી તમાલીકા તથા તરલીકાએ આશ્વાસન આપવું અચાનક દેવર્ષિ નારદનું આગમન તપતીએ નારદને પોતાનું ભવિષ્ય બતાવવું નારદે તેના મનમન્યા સંવરણનેજ તેના ભવિષ્યના ભરથાર તરીકે જણાવવો દેવ કુમારી મૃત્યુલોકમાં કેમ પરણી શકે એવી તપતીએ શંકા કરવી ભવિષ્યના રહસ્યને જાણનાર નારદ મુનીએ કહેવું કેઃ—

"જગતના યંત્રની દોરી રહે છે હાથ ભાવીને
દોરે એ ત્યાંજ દોરાવું બીજું સૌ હાથ ભાવીને
સમયને માન આપીને થવું આધિન ભાવીને"
સુખી કરવાં દુઃખી કરવા બધું આધિન ભાવીને'

નારદ મુનીની દૈવવાણીને તપતીએ હર્ષથી વધાવી લેવી સંકટ સમયમાં પણ સ્વધર્મ સાચવવાનો ઉપદેશ આપી નારદ મુનીએ જવું પોતાના મીત્રનો સંદેશો લઇને તપતીએ આપેલી મુદ્રિકાના પ્રભાવે વસંતકનું સ્વર્ગમાં આગમન તેનો વિચિત્ર વેશ જોઈ સૌનું આનંદાશ્ચર્ય પ્રીયજનના વિયોગે અધીરી બનેલી તપતીએ વસંતકનો સંદેશો સાંભળી તેનો પ્રત્યુતર આપી પ્રીયજનના હૃદયની શાંતી અર્થે વસંતકને પાછો મૃત્યુલોકમાં મોકલવો.

## પ્રવેશ (૪) સ્થળ કુસુંમ વાટિકામાં કુંજગૃહ.

પ્રીયા વિયોગે બ્હાવરા બનેલા રાજેન્દ્ર સંવરણનો વિહ્વલાપ વસંતકે આવી પ્રીયાના સન્દેશારૂપી અમૃતનું સીંચન કરવું સંવરણની ઉન્માદાવસ્થામાં વધારો. તપતીનું સખી સાથે આગમન પ્રીયજનની દશાપર તેની અનુકમ્પા અરસપરસનાં ગાંધર્વ લગ્ન, અંતરીક્ષે નારદનો આશીર્વાદ.

## પ્રવેશ (૫) અમરાપુરીમાં સૂર્યભુવન.

પોતાના નિત્યનિયમ પ્રમાણે પૃથ્વી પ્રદક્ષિણા કરતાં ભગવાન સૂર્યનારાયણે અંતરીક્ષથી તપતીનું પૃથ્વી પ્રત્યેનું આકર્ષણ જોવું સમય સૂચકતા વાપરી તરતજ તાપતી સ્વયંવર માટે દેવોને આમં

ગણુ કરી અનુચરને તપતીને લગનના શણગાર સજાવાનું કહેવા પોતાની સ્ત્રી રનાદે પાસે મોકલવો. જાતી સ્વભાવ પ્રમાણે નારદે આવી ગાંધર્વ લગ્નવાળી વાત કહી દેવી. સૂર્ય પત્નિની વિમાસણુ તપતીએ પોતાનો સ્વયંવર તો થઇ ચુકયો એમ કહી લગનના શણુગાર ઉતારી નાંખવા આખરે ભગવાન ભરોસે અનિચ્છાએ સ્વયં-વરમાં જવા હા પાડવી.

## પ્રવેશ (૬) સૂર્ય લોકમાં સ્વયંવર મંડળ

અપ્સરાઓને નાચ સૂર્ય દેવતાઓનો સત્કાર કરવો. હાથમાં વરમાળ લઇ તપતીએ બળતા હૃદયે પ્રવેશ કરવો સૂર્યે તેને વરવા આજ્ઞા કરવી તપતીએ હું મૃત્યુલોકમાં રાજેન્દ્ર સંવરણને વરી ચુકી એમ કહી વર વરવા ના પાડવી. સૂર્યે ક્રોધાતુર થવું યમે બહેનનો પક્ષ લઈ પીતાને સ્વધર્મ સમજાવવો તપતીનો અડગ નિશ્ચય જોઇ રાહુએ વરદાન આપી સૂર્યના ક્રોપની જવાળાઓ ગળી જઈ તપતીને ઉગારી લેવી. નારદે આવી ભાવીની પ્રબળતાનાં વખાણુ કરવાં સૂર્યની શકિતનું નિષ્ફળ થવું સર્વનું આશ્ચર્ય થવું.

ટેબ્લો.



# અંક બીજો.

## સ્થળ...હસ્તીનાપુર પાસેનું તપોવન.

સૂર્ય કુમારી તપતીના વિરહે રાજત્યાગી યોગી બનેલા મહા રાજાની શોધમાં યોગીની બની નીકળેલી મહારાણી સુલોચનાને સ્વામીની ભાળ ન મળવાથી નિરાશા, રાજાજીની ભાળ મળી છે એવા સમાચાર લઇ માધવીએ આવવું, મહારાજાને યુક્તિથી મેળ વવા કાર્ય કુશળ મહારાણીએ યોગીની વેશે સમાધિમાં બેસવું, માધવીના ભરમાવાથી આ આશ્રમ કોઇ દૈવી સિદ્ધિવાળા યોગી-નીનો છે એમ માની સંવરણ ત્થા વસંતકે આશ્રમમાં આવવું, રાજા રાણીની રકઝક, રાજધર્મનો ઉપદેશ, સ્વાર્થ, પ્રેમ અને સ્વદેશ પ્રેમની તુલના, પ્રેમમાં દિવાના બનેલા સંવરણની અડગ પ્રેમ નિષ્ઠા તથા યોગીનીના સ્વરૂપ માટે વ્હેમ યોગીનીયે સુલોચનારૂપે પ્રગટ થવું રાજાએ રાણીને ઓળખી તેનો તિરસ્કાર કરી ચાલી જવું રાણીએ વિલાપ કરતાં પાછળ જવું વસતકે થાકને ભુખથી કંટાળી નીદ્રા વશ થવુ સંવરણપર મોહાસક્ત બનેલી વિદ્યાધરી મોહનીદ્રાએ આવી ને સંવરણમાની સ્વર્ગમાં ઉપાડીને

## પ્રવેશ—(૨) સ્વર્ગમાં મોહનીકાંનુ ભુવન.

મોહનિકાની સખીઓએ ઢોળેલા વાસુની મીઠી લ્હેરોથી વસંતકે જાગ્રત થવું પોતે જંગલમાં સુતેલો છતાં પલંગપર કયાંથી આવ્યો એવી વસંતકને ભ્રાંતી થવી દાસીઓએ તેને મહારાજા સંવરણના નામથી બોલાવવો તથા તેની સેવા કરવી મોહનીકાએ આવવું

વસંતકને જોઈ ગભરાવું ગંભીર ગોટાળો મોહનીકાની મુંઝવણ વસંતક બેઠેલો છે તેને ચોડાવવા પોતાનું પોગળ ખુલ્લું ન થાય, માટે પોતાના અનુચર વજ્રમુષ્ટિના કબજામાં તેને નજર કેદી તરીકે સોંપવો વસંતકનો ગભરાટ.

## (દેખાવો)



**પ્રવેશ...(૩) અંધાર જંગલ.**

પ્રેમયોગી બની વનવન ભ્રમણ કરતા માહારાજા સંવરણ પાસે અમરાપુરીથી તેમને તેડવા આવેલી તપતીની સહચરી તમાલીકાને તરલીકાનું આગમન, દુરથીજ સંવરણની યોગી દશા જોઇ તમાલીકાથી સ્વાભાવીક રીતે બોલાઇ જવું કે—

"જગને પ્રીયાની મૂર્તિમય જોતા ફરે સંસારમાં
પ્રીય મૂર્તિમા તન્મય બની દર્શન કરે કીરતારનાં
નીજન પ્રીયામાં પ્રીયાનીજમાં પ્રેમાશીજનજે ભાળતા
તે પ્રેમીઓ સાચા જગે અમરાપુરીજ ઉતારતા"

તમાલીકા તરલીકાને ઓળખતાં સંવરણે તપતીના સમાચાર પુછવા તેઓએ તેમના મનનું શાંતવન કરી તપતીએ આપેલી પાવડીઓ પ્હેરાવી પોતાની સાથે અમરાપુરીમાં લઇ જવા.

**પ્રવેશ—(૪) તપતીનો એકાંતવાસ.**

તપતીને એકાંતવાસમાં તેની માતાએ તેને આશ્વાસન આપવા આવવું પુત્રીની અદ્ભુત પ્રેમનિષ્ઠા અને હૃદયની દઢતા જોઈ માતાહૃદયનું પીગળવું સંવરણને લઇ તમાલીકાએ આવવું બંને બાજુની ઢોલકી બજાવતા નારદમુનીએ સૂર્યને બોલાવી ભાવીનું પ્રાબલ્ય બતાવવું સૂર્યે ચીડાઇ સંવર્ણને શ્રાપ આપવો તપતીને બાળવા જતાં રાહુએ વચમાં પડવું નારદમુનીએ તટસ્થ ઉભા રહી ભાવીની લીલા જોવી.

**(ટેબલો)**

**પ્રવેશ—(૫) મોહનીકાનું ભુવન.**

વજ્ર મુષ્ટિના હાથમાં પડેલા વસંતકની તેની સાથે રમુજી તકરાર મોહનીકાનું આગમન સંવર્ણના સ્વર્ગ આગમની ખબર આપવી તથા પોતાને સંવર્ણ મેળવી આપવાની સરતે વસંતકને બે દીવસ માટે છુટો કરવો, ફરતા ઇંદ્રના અનુચરોએ તેને મૃત્યુલોકનો મનુષ્ય માની ઇંન્દ્ર સભામાં લઇ જવો.

**પ્રવેશ—(૬) કારાગૃહ.**

પીતાની આજ્ઞાનો વારંવાર લોપ કરવાથી કારાગ્રહના અસહ્ય દુઃખમાં પડેલી કાળ સર્પોના પાસમાં સકડાયલી નાગોના સજ્જડ બંધથી બંધાયલી તપતીનો હૃદય દ્રાવક વિલાપ વીર પસલી માટે તેણે પોતાના ભાઇ યમનું સ્મરણ કરવું યમે પોતે દેવ લોકમાં કાંઇ પણ સત્તા વાપરવા નિરૂપાય છે, એમ કહી બ્હેનની છાતીપર આંસુ વર્ષાવવાં તપતીએ પોતે સર્પોને અમૃત પાઇ ઉછેર્યા છે તો પોતેજ તેનો નાશ કરી શકશે એમ યમે તેને કહેવું તપતીએ પાલકમટી સંહારક બનવાની ના પાડવી એમ પ્રત્યુત્તર આપવો પુત્રીના દુઃખે ગાંડી બનેલી માતાએ ઉન્મત દશામાં કારાગ્રહમાં આવવું માતાની વિકળ દશા જોઇ પુત્રીના દુઃખમાં વધારો થવો યમે નિરૂપાય હોવાથી ચાલ્યા જવું સૂર્યે શીક્ષા આપી બળતીને વધારે બાળવી સંકટ સમયના સાચા બેલી ભુવનનાથ નારાયણનું સ્મરણ સંભારતાંની સાથેજ નારાયણે ગરૂડને પ્રેરણા કરવી, ગરૂડે સર્પોનું ભક્ષણ કરી તપતીને મુક્ત કરવી.

**ગરૂડગામી નારાયણ દર્શન.**

**ટેબ્લો.**

# અંક ત્રીજો.

**પ્રવેશ (૧)—સ્થળ સુકુ જંગલ.**

સુર્યના તાપથી મૃત્યુ લોકના અઘોર વનમાં હવડ કુવામાં પડેલા સંવર્ણને તપતીએ દિવ્ય દ્રષ્ટિએ જોવાથી પોતાની સહચરી તમાલીકા તથા તરલીકાને અને પોતાની સ્વર્ગની નંદીની ગાયને તેના રક્ષણ અને પોષણ અર્થે મોકલી છે તે પોતાનું કાર્ય કર્યા જાય છે તેવામાં રાજાના અભાવે દેશમાં પડેલ દુકાળના નિવારણાર્થે માહારાણી સુલોચના જગન્નાથનો રથ લઈ પૃથ્વી પ્રદક્ષિણા નીકળ્યાં છે તેનો રથ ત્યાં આવી પહોંચતાં અટકી જાય છે, તમાલીકા તરલીકા અદૃશ્ય રહી જુવે છે, રાણી જગન્નાથની સ્તુતી કરે છે રથ નથી ચાલતો પ્રધાન અને રાણી કારણ શોધે છે તરલીકા પ્રત્યક્ષ થઇ કુવામાં પડેલા દુઃખી મનુષ્યના ઉદ્ધાર સીવાય રથ નહી ચાલે એમ જણાવે છે સ્વર્ગ નંદીની આવી કુવામાં દુધ ઝરે છે સુલોચના આશ્ચર્ય પામે છે જગન્નાથનું ચર્ણામૃત કુવામાં નાખે છે કુવો પાણીથી ઉભરાઇ જાય છે સંવર્ણ પાણી પાંદડાંપર અચેતન અવસ્થામાં તરતો દેખાય છે વાદળમાં વિજળીના ચમકાર થાય છે સૌ જગન્નાથનો જયનાદ પોકારે છે, સુલોચના સ્વામીને ઓળખે છે, પતીની દશા પર પત્નિ આંસુ વર્ષાવે છે પતીનું હૃદય શુસ્નેહ પાસે દ્રવીભુત બની જાય છે સંવરણ સુર્યના શ્રાપને પોતાની દુર્દશાના કારણ તરીકે જણાવે છે સુલોચના ગર્વિષ્ટ બની અધર્માચરણ કરનાર

સુધ ને તપ કરી પતીના ચરણમાં નમાવી તેને હાથેજ તેમનો ઉધ્ધાર કરવાની જગદીશ સમક્ષ પ્રતિજ્ઞા લે છે.

**પ્રવેશ (૨) ઇંદ્ર સભામાં વસંતકનો ન્યાય.**

વસંતકના રમુજી સ્વભાવપર ખુશ થઇ તેને વરદાન આપે છે. મોહનીકા અને રાક્ષસને મૃત્યુલોકમાં જઈ તેની પ્રસન્તા મેળવતાં સુધી સેવા કરવા ફરમાવે છે તથા કેટલીક ભેટો આપી મૃત્યુ લોકમાં વીદાય કરે છે પોતાનો ઇંદ્ર સભામાં વિજય થવાથી વસંતક હર્ષમાં આવી જાય છે.

**પ્રવેશ (૩) સ્થળ સૂર્ય ભૂવન.**

તપતી અને સંવરણનો અદ્વૈત સ્નેહયોગ નજરો નજર બતાવવા અને સ્વામીની વૃત્તી ફેરવવા રનાદે સંવરણને મૃત્યુલોકમાંથી સ્વર્ગમાં લાવી છે પ્રીયજનની દુર્દશા જોઇ તપ્તીનું હૃદય ચીરાઇ જાય છે. સંવણ પોતાનું અધમ શરીર બતાવી તપ્તીને તેનો મોહ છોડી દેવા કહે છે. તપતી તમે જેવા તેવા પણ મારા મુગટ મણી છો એમ કહી તેમની સેવા કરવાને દૃઢ આગ્રહ બતાવે છે. સૂર્ય સંવણને તેની મર્યાદા કેટલી છે. તે સમજાવવા પ્રકૃતિના નિયમોનો ઉપદેશ કરે છે. પ્રેમ પ્રભાવઆગલ પ્રકૃતિના નિયમો તુચ્છ છે, એમ તપતી સ્પષ્ટ જણાવે છે. પીતાનાજ શબ્દોથી પોતાને મ્હાત કરે છે તપતી પોતાની અચળતા ધ્રુવ સમાન છે એમ બતાવે છે. સંવરણ કલ્પાંતે કે પ્રાણ જતે તપતીને છોડવા ના કહે છે સૂર્ય કોપાયમાન થઇ બંનેને શ્રાપ આપી જડ બનાવી પૃથ્વીના પડમાં ફેંકે છે.

**(ટેબલો)**

## પ્રવેશ—(૪) મોહનીકા વસંતક અહ સંસાર.

કુભારજાના દુઃખથી કંટાળેલો વસંતક પ્રવેશ કરે છે રાક્ષસને બતાવેલું કામ ઓછું પડવાથી વસંતકને ખાઇ જવાની ધમકી આપે છે તેનો મીત્ર દેવદત આવી રાક્ષસને વશ કરવાનો ઉપાય બતાવે છે. નવરાશના વખતમાં નીસરણીપર ચડ ઉતર કરવાથી રાક્ષસ કંટાળી જાય છે. મોહનીકા આવે છે.

બન્ને સ્વર્ગમાં ઉડી જવાનો સંકેત રચે છે વસંતકની પ્રસનન્તા મેળવવા મોહનીકા ખોટો પતી ભકતીનો પ્રપંચ રચે છે ભોળો વસંતક તેની ખોટી સેવાને સાચી માની બન્નેનું કલ્યાણ થાઓ એમ બોલી જાય છે. કલ્યાણ શબ્દ સાંભળતાજ બંને સ્વર્ગમાં ઉડી જાએ છે. વસંતક ભાલના પાળીઆ જેવો ઉભો રહે છે. દુઃખ પડતાં સંવરણ યાદ આવે છે. તેની શોધમાં જવાનો નીશ્ચય કરે છે.

## પ્રવેશ—(૫) સ્થળ તપોવનમાં અરૂણોદય.

સુલોચના તપ પ્રભાવથી સુર્યનો રથ અટકી જાય છે. સુર્ય ગભરાઇને વીષ્ણુ ભગવાનની સ્તુતી કરે છે સુલોચનાના તપના તેજમાં નારાયણ મુર્ત્તિમાન પ્રગટ થાય છે સુર્ય શરણે આવે છે ભગવાન તેને તપ કરતી સુલોચનાને પ્રસન્ન કરવા કહે છે. સુર્ય પ્રતિજ્ઞા લે છે. નારદ આવી બળતામાં ઘી હોમે છે. સુર્ય સિધ્ધીઓને ઉત્પન્ન કરી સુલોચનાને અમુલ્ય રત્નોની લાલચ આપી લલચાવે છે. તેના પુત્રને દુનીઆનું સામ્રાજ્ય તથા નવ-

અહોનું અધિરાજ્ય આપવા કહે છે પોતાનું અરધુ તેજ આપવા કહે છે. પણ સુલોચના જાગૃત થતી નથી. નારદ થોડું પડતું હશે કહી મશ્કરી કરે છે વીષ્ણુની સતાથી દબાએલ સુર્ય સુલોચનાને નમે છે. સુલોચના એક પ્રતીજ્ઞા પુર્ણ થઇ એમ બોલે છે સુલોચના-તપતી સંવરણને (સચેતન કરી પોતાની સમક્ષ લાવી હસ્ત મેળાપ કરી આપવા કહે છે. સુર્ય ફાંસામાં આવી જાય છે. નારદ અકળાવે છે. સુર્ય હારીને તપતી સંવરણનો અનુગ્રહ કરી ત્યાં લાવે છે. સઉ સ્વર્ગમાં જાય છે. રનાદે અને સુર્ય તપતી સંવરણને હસ્ત મેળાપ કરી આપે છે, સંવરણ વસંતકને યાદ કરે છે. સુર્ય પોતાના અનુચરને મોકલી વસંતકને ત્યાં લાવે છે. તપતી તેનાં અને તમાલીકાનાં લગ્ન કરી આપે છે- વીષ્ણુ ભગવાન સર્વેને આશીર્વાદ આપે છે આખરે નારદનું ભવીષ્ય કથન સત્ય થાય છે.

☼ ☼ ☼

**આનંદ** **આનંદ** **આનંદ**



# "સૂર્ય કુમારી."

—⋑⋑⊙⋐⋐—

## ઇશ્વર સ્તુતી.

ગૌરી સુત ગજાનન

આદી નમું દેવમણી વિઘ્ન હરણ સત્યશરણ
    ધ્યાવત્ સુખ ઉપજે મન..............ગૌરી
એક દંત સિદ્ધિવંત ગજવક્ર ભાલચંદ્ર
    ત્રીશુળ ધરણ સિદ્ધિ કરણ
    વિદ્યા ધન મોક્ષ માર્ગ મંડન
ખંડન પાપ તાપ ત્રિવિધ હર દેવા......ગૌરી

બાળાઓ— ૧

હાંહાંરે અમર ધામતણાવાસી સુખરાશી
    પ્રેમ માર્ગના પ્રવાસી દેવાંશી
પ્રેમની પરિસીમા તો જાણે જગમાંહી કોઈ
વિરલા દેહ ધારીનીતો ભાવના જુદીજ જોઇ
જાણી જોઇ માણી જોઇ અંતરે પ્રમાણી જોઈ
ધોઈ અંતરના આંસુથી વિશ્વની ઉદાસી
જેની દૈવી જ્યોતિ જગમાં પ્રકાશી—અમર

તપતી સાહેલીઓ— ૨

મ્હારી મ્હારી પેલી આંબલીઆ ડાળ
બોલે મીઠી કોયલડી
મ્હારી મ્હારી મારા હૈડા કેરીમાળ
બોલે મીઠી કોયલડી
સરોવરીઆ પાળે રમે સારસની જોડલા
ને ઢળતી તરૂવર કેરી છાયા
એકલડા કેમ રહ્યું જાય ઓ સાહેલી
તને સાંભરે કોઈ રસીયાની માયા

૩

તપતી સવરણ સાહેલીઓ—

અમને પાછાં આપોને પ્રાણ પ્યારાં
અમ પુષ્પ એ રસાળાં
ફુલ નંદન વન વાડીના અમારાં
મધુરી વાસવાળાં
પુષ્પ સમા હૈડાંઓ બાળા તમારાં
પુષ્પ સમા મુખડેથી પુષ્પ સમાં વચનો
વરસાવે પ્રીતી પુષ્પતણી ધારા—અમપુષ્પ

૪

**તપતી સવરણ સાહેલીઓ—**

સોહામણી સ્વર્ગની વાટ એકદીન શોભાવજો હોરાજ
રસિલા અમરાપુરી ઘાટ એકદીન સોહાવજો હોરાજ
મૃત્યુલોકનાં મનુષ્ય કયાં કયાં અમરાપુરી ઘાટ
અઘટીત–કહો એ કેમ બને વસમી વીકટ એ વાટ
મુગટ મણી તમે રાજ સદનના
પારી જાત તમે નંદનવનનાં
રાજવંશી દેવાંશી રસીકવર
પ્રિતજ્યોત પ્રકટાવી પરસ્પર
મેળવવા અંતરમાં અંતર
સ્વર્ગ અમારૂ સોહાવજો હો રાજ

**માધવી—** ૫

હાંરે જુઠા જુઠા દુનિયાના લોકો જુઠા
હૈયાના ફુટા જુઠા ઉઠાવે કંઇ કંઇ બુટ્ટા—હાંરે
કોઇને કહે આ છે સાચું
કોઇને કહે તે છે સાચું
સમજ્યા વીણ કાપે પીટયા કાચુ
બતાવે ડહાપણ પાછું બાળો એવાનું ડાચું

**વસંતક—** ૬

અક્કલની એક વાત શીખાવું જગમાં મોટી હાજી હા
શેઠ પાસ વાણોતરની એક સાચી સોટી હાજી હા
શેઠ કહે સાગરનું પાણી મીઠું છે તો હાજી હા
ખારી સાકર, ગળ્યું મીઠું છે, તોપણ કહેવું હાજી હા
રાત અંધારી, શેઠ દીવસ કહે તોપણ કહેવું હાજી હા
મન પરખી માલીકનું સૌએ થઈ રહેવું ભાઈ હાજી હા

**સુલોચના—** ૭

જગતમાં સાચી સતીની ટેક—પ્રીતમવીણ પ્રાણ તજેરે
પ્રીતમ વીણ પ્રાણ તજેરે—અન્યને નહી ભજેરે
ભલે ભાનુ બની અતી અનુરાગી—કમળ વૃંદને ચ્હાય
પણ કમળનો સાચો સ્વામી—એકજ સૂર્ય મનાય
હૃદય પ્રિય દર્શને પ્રફુલ્લ થાય-બીડેલી કળીઓ વીકસી જાય
પ્રિતમ તણી ચરણ રજેરે—

**તપતી-સાહેલીઓ—** ૮ (ગરબો)

નવચાણી દયા લેશ ધારી, અમને બાળેવેશ
કુટીલ કુસુમબાણ પ્રહારો કરે
પિયુ વિનાની હું તો એકલડી વેલડી
એકાંતે ઉર મ્હારૂં ભડકે બળે

(સાખી)

ફરે ચકોરી બ્હાવરી પિયુ પોકારતી ભ્રાંત
અંતરમાં ઉલ્લાસસે મળશે પ્રિય શશીકાન્ત
હેત હશે સાચું જો ચંદ્રમાં ચકોરીનું
પ્રદીપ્ત થાશે પાછું પ્રિય દર્શને કીશોરીનું
સખી ચકોરી થાશે શાન્ત મળશે જવ પ્રિય શશીકાન્ત
હું તો ફરતી અશાન્ત લાવું કયાંથી પ્રિય કાંત
નહી એકાંન્તે શાંતતા—એ નવ

નારદ— ૯

જય શ્યામ સુંદર સુખકારીરે
તારી સુરતી મધુર મનહારી
તારી સુરતી મધુર મનહારી તુજ નામ સ્મરણ સુખકારી
શુક સનકાદીક સેવે સ્નેહે
છબી તુજ મંગળકારી—જય

તપતી સાહેલીઓ— ૧૦

તમારા નામની નીશદીન
સલુણા હું તો જપમાળા જપતી
કીશોરી મુગ્ધ મનોહર બાળ
સલુણી સખી નયન સજળ ભરતી
વાંકી ડોક કરી નીશદીન રાજન

વાટ તમારી જોતી

ઉન્હા આંસુડાં ગાળી પ્રીયતમ

પાલવડે મુખ લ્હોતી—તમારા

**વસંતક સવરણુ— ૧૧**

ચતુરા ચિત્ત ચોરી ગઈ મારી નયનનાં બાણુ

કામીની કામણુ કરી ગઈ પ્રેમદા લઈ ગઈ પ્રાણુ

ભ્રમણા લાગી છે એને ભારી

મધુરી તારી મુર્તિ અંતરમાં ઉતારી

બલીહારી પ્રિયતમા તારી

કામણુગારી દૃષ્ટી પ્યારી, જાદુ અજબ કરનારી—

રોમ રોમ પળ રટે મંગળ કર તુજ નામ

વાટ ઘાટ ને હાટમાં શોધે સંવરણુ સ્યામ

જપતી જપ માળા એક તારી

વન વન ભમતી (એ) બીચારી—મધુરી તારી

**તપતી સાહેલીઓ— ૧૨**

હવે અમે જઇશું અલબેલી

કેમ

મન માન્યા મોહનની સંગે રમજે મન મેલી—હવે

સખી પ્રણામ

આમ મુકી એકલડી મુજને સખીઓ કેમ જવાય

જવાય

અલીઓ મન મારૂં મુઝાય

સામે ઉભા સુંદર વર પેલા

કરશે શાંતી ઉપાય

અલી હવે અમથી નવ રહેવાય

તપતી— ૧૩

એ સાચાનો સંગી વ્હાર કરશે મારી

કષ્ટ હરશે હરીવર બાંહ્ય ધરશે મારી

જેણે ગૌતમની નારીને પદરજથી તારી

એવા ભુધરનો મુજને ભરોસો ભારી

વ્યર્થ ચીંતા તજી દયો માતા મારી

લેશે દીનનો દયાળ એ ઉગારી

જેણે ભકતોના અંતરની પીડા ટાળી

લાજ સાચવશે વઈકુંઠનો વાસી મારી

અખીલ વિશ્વનો આધાર ગતી એની ન્યારી

બની બેલી એ સંકટથી લેશે તારી

સુલોચના— ૧૪

પ્યારા પ્રિયતમ પ્રાણુ સ્નેહી

મનના માન્યા કયાં મળે

આ પિયુ પિયુ રટતી બાળ ચકોરી

વન વન ઘેલી થઈ ફરે
મારા નાથ નગીના પરીમળ ભીના
સુંદરીના શીરતાજ સલુણા—પ્રિયતમ
વ્હાલા થઇને શું વીસારી કાયા છાયા જુદી ધારી
માયા મોહનજી શું ઉતારી
શાણા એ શું રીતી સારી
હું દીકરી રજ પદની—પ્યારા.

સુલોચના— ૧૫

મારા શ્યામ મનાવો દીલારામ મનાવો કોઈ
પ્રિયતમ તણા દર્દી દીલની દવાઓ બતાવો કોઈ
ભવ સાગરમાં નાવડી
લાવી હૃદયા રામ
અધવચમાં ડૂબતી મુકી
ગયા સુકાની શ્યામ
ડૂબે મારી નૌકા આજે તરાવો—કોઈ

મોહનીકા સખીઓ—૧૬

વાહ અલબેલી રસવેલી યોવન મદ ઘેલી સાહેલી
જાઓ બનીશું આમ ઘેલી સતાવો શાને મને સાહેલી
વાહ ઠગારી વાહ ધુતારી
ભાન ભુલી જાય ક્યાં છકેલી

જાણી જાણી શું બની અજાણી અમને ઠગવા જાય
અંતરના અનુરાગ મધુરા છુપાવ્યા કેમ છુપાય
જાણી મુજને શું સતાવે
હાવભાવે સઉ જણાયે
[બટક બોલી શું જણાએ]
તંગ આકંચુકી કસ ઢીલી—સતાવો.

વસંતક— ૧૭

વ્હારે લટકો મેં જોયો તમારો
વાહ તારો ચટકો મેં જોયો તમારો
જોયો તમારો પીછો છોડો અમારો (૨)
લાવી લેવા તું લ્હાવો મજાનો
નથી હું રાજા છું રંક સદાનો (૨)
છોડો ચટકો—

સંવરણુ— ૧૮

કોઈ બતાવોને પંથ પિયાનો
અનુપમ સ્વર્ગિય પુષ્પ બતાવીને
ભાન ભુલાવીને
ગઈ ક્યાં મધુરી—

તરલીકા તમાલીકા— ૧૯

કોઇ કહેજો જોગીડાને જઈને હો રાજ

મધુવનમાં ઝુરે તારી બાલા જોગણુ
વિરહ અંગારે સળગે આખું નંદનવન—મધ
એની આંખે શ્રાવણુને ભાદરવો ઝરે
બાલા રસીઆના રાગે એ રોતી ફરે
બ્હાલા અંતરમાં હોયે તો લ્હેજો લોચન—મધ

૨૦

**તરલીકા તમાલીકા સંવરણુ—**

અમ સખીપર કરૂણા કરજો રાજ
ચંદ્ર ચકોરી તણા શીરતાજ
અમીરસ સીંચન કરજો
પ્રેમ પ્રતિમા મળવા માટે ભસ્મ લગાવી ફરૂં છું
વિરહાનળે તન ખાખ થયુ મમ ત્હોય હું પ્રાણ ધરૂં છું(૨)
એતો તમ દર્શનની પ્યાસી રાજ
હું તો તલપું પ્રીય દર્શનને કાજ
વ્હેલા પંથે પળજો—અમ

**તપતી—** ૨૧

નથી કોઇનું કોઇ આ જગમાં
સઉ સઉના સ્વાર્થમાં રમતાં
પુત્રી મારી સઉ કહેતાં ફરતાં
અંતર પીડા નહીં ઉર ધરતાં

પાલક મટી સંહારક થાતાં
બેલી હુવે એક ત્રીભુવન ત્રાતા

તપતી-સંવરણ— ૨૨

તમારાં શાં કરૂ સન્માન
મળ્યા મને મનગમતા મ્હેમાન—તમારા
હૃદય ઢળી તમ ચરણે પડતું દેવા આદરમાન-તમોને
બાળાએ પુર્વ જન્મની પીછાણ
ભાગ્ય દેવી તવ દર્શન પામી
પ્રફુલ્લ થયામમ પ્રાણ—તમારા

અપ્સરાઓ— ૨૩

બલીહારી છે આશાના પાસ તણી
જીવે જગત આશાનો વીશ્વાસ ગણી.
આશા સાગરના ખારા કીનારા પરે
અમરત ઇચ્છાએ જન કંઇક ઝુરી મરે
કોઇની સફળ થાયે કે ન થાએ અરે

સુલોચના— ૨૪

વિભુ મારી વારે આવો વઇકુંઠના વાસી બચાવો
તમારા વીના કોઈ મારૂ બેલી નથી
જડે નહી એકે આરો કમલાપતી કેશવ તારો
ઉગારો હે મારો મુજને દયાના નીધી

તમે મધુ કઇટભ માર્યાં દાનવથી દેવ ઉગાર્યાં
દાવાનળ પાન કરીને સાગરનાં વારી તરીને
મનુતણી મંડળીઓને ઉગારી લીધી

**વસંતકુ છંદ— ૨૫**

રીબાયો છું ફસાયો છું કુટાયો છું લુંટાયો છું
ડુભાયો છું મુંઝાયો છું અમારી આમ બંબત છે
( પણ તે થયું કેમ )
પકડતાં જાળમાં ઉંદર ભરાયો સર્પ તે અંદર
હસું ઘોડા બદલ ખચ્ચર અમારી આમ બાબત છે.
બીજાણું નાર નખરાળાં મુઝાણું જોઇ ગોટાળા
પછીથી પુછડાવાળો મળ્યો તો આમ બાબત છે
તમારા કષ્ટ સઉ ટળશે અવશ્યે ન્યાય પણ મળશે.
તમારા શત્રુ સપડાશે અમારી એ કબુલત છે.
તમારી એ કબુલત છે અમારી આમ બાબત છે

**તપતી— ૨૬**

હું તો પિયુ પ્રેમની પ્યાસી
સેવું સલુણા શ્યામને બની ચરણ કમળની દાસી—હું
સઉ કહે કલંકીત ચંદ્ર છે તો પણ કુમુદની વ્હાય છે.
વ્હાલમ તણા દર્શન થકી ઉર વહાલીનું હરખાય છે.
પ્રેમ પુષ્પે પતી ચરણ વધાવું

પ્રિતી ચંદન લેપ લગાવું
સ્નેહ રસાયણ પ્રેમે પાંઉ
નાથ રીઝાવા પ્રાણ બિછાવું
દુઃખ સકળ સહુ નાથ સાથમાં બની જંગલની વાસી—હું

વસંતક— ૨૭

રોજ ઉઠી આતે શી રીતે સહેવાય
ઉંદર બીલાડીનો મેળ મળે નહી
પછી સાથે કહો કયાંથી રહેવાય—રોજ
નિત્ય નિત્ય ઘરમાં ચલે મારા મારી
કુજીયા કંકાસથી હું તો ગયો હારી
એની પડી ટેવ ટાળી ન ટળાય—રોજ

વસંતક મોહનીકા— ૨૮

રંગભેર આજ રમો અલબેલા
વ્હાલા વ્હાલા લાગે તારા બોલ કાલા ઘેલા
આધિન રહીશ તારા પ્રીતમ સલુણા પ્યારા
દાસી ગણી લ્યો દારા મનમાં
વારે સલૂણી શાણી મુર્તિ મધુરી તારી
પ્યારી પ્યારી વસી મારા મનમાં
ચાલો ભુવનમાં ફરીએ ચમનમાં
તમે મારા પ્રાણપતી છો હું તમારી દાસી

જો જે મુજને છેતરતી તું દઇ ગળામાં ફાંસી

જી નાં હાં. હાં.

કાળજાની કોર મારા ચીતડાની ચોર

તું તો મનડાની મોર વસી મનમાં

સર્વ— ૨૯

અમ દેશ કેરી વાડીઓમાં

કલ્પતરૂ ઉગે સદા

અમ આંગણે વર્ષાવજો મેઘો

મધુર અમૃત તણા

વળી અખીલ વિશ્વે વ્યાપજો

અમ કીર્તિ કેરી વાસના

નવખંડમાં ગાજી રહેજો

ભારત ભુમિની નામના



ઘર સંસારીઓને ખુશ ખબર

## ચાલુ જમાનાની નવી ફેશન



અપ-ટુ-ડેટ પાકા રંગના

# ફેનસી છાયલો.



## ક્યાંથી લેશો?

કાલબાદેવી રોડ ઉપર ૨૦ વરસના જુના અનુભવી

## શા૦ કુંજીલાલ કીશોરીલાલ

કે જ્યાં,

**ફુગાવાની તથા કાચા રંગની ધાસતી નથી**

અમારે ત્યાં દરેક જાતનું રેશમી તથા સુતરાઉ કપડાં રંગવાનું તથા છાપવાનું ખાસ માલેકોની દેખરેખ નીચે થાય છે. એકવખત પધારી ખાત્રી કરો.

## શા૦ કુંજીલાલ કીશોરીલાલ

ઠેકાણું—નરનારાયણના મંદીર સામે

દુ. ૩૫૪ પોષ્ટ નાં૦ ૨ મુંબઈ.